# ત્રિએક માર્ગ

લેખક :

ડૉ. ઇ. સ્ટેન્લી જોન્સ

પ્રત ૫,૦૦૦ કિંમત ૩ પાઇ

# THREE WAYS IN ONE

BY

E. STANLEY JONES, M.A., D.D.

ભાષાંતરકર્તા:

રેવ. ડી. પી. મકવાણા

# ત્રિએક માર્ગ

આત્માના વિષય ઉપર હિંદુસ્તાને ઘણોજ ઉંડો વિચાર કર્યો છે. તેના ઋષિઓને અને મુનિઓને એમ લાગ્યું, કે આત્મા પોતાની તથા દુનીઆની દુષ્ટતાની જાળમાં ભેરવાઇ પડેલો છે. આ કેવી રીતે બન્યું એ અગત્યનો સવાલ નથી, પણ કેવી રીતે એ ભુંડાઇનો નાશ થાય, અને કેવી રીતે આત્મા મુક્ત થઇ શકે, એ સૌથી અગત્યનો સવાલ છે; અને એના ઉપર હિંદુસ્તાન અત્યાર સુધી ઉંડો વિચાર કરતું આવ્યું છે, અને હજી પણ કરે છે.

મોક્ષ મેળવવા વિષે આપણી આગળ ઘણી સૂચનાઓ છે, ને ઘણા માર્ગ બતાવવામાં આવ્યા છે, પણ એ સર્વમાં ત્રણ માર્ગ તરી આવે છે, કેમકે એ ત્રણ સૌથી વધારે મનન કરવા યોગ્ય છે. તે માર્ગો આ છે:—

**જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ**

જ્ઞાન અથવા અંતરના પ્રકાશનો માર્ગ, ભક્તિ અથવા પ્રીતિનો માર્ગ, અને કર્મ અથવા આચરણનો માર્ગ. કેટલાક તત્વજ્ઞાનીઓએ કહ્યું છે, કે આ ત્રણમાંથી તમે ચાહો તે એક માર્ગ પસંદ કરો, કેમકે તેઓ એકજ લક્ષ્ય બિંદુએ પહોંચાડે છે; બીજા કેટલાકે એ ત્રણમાંથી એકનેજ સૌથી ઉત્તમ માર્ગ કહ્યો છે, અને કહ્યું છે, કે બીજા બે માર્ગ તો તે ઉત્તમ માર્ગમાં આવી મળે છે. મોટે ભાગે એમ કહેવામાં આવ્યું છે, કે જ્ઞાનમાર્ગ એ ઉત્તમ માર્ગ છે, અને ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ એમાં આવી મળે છે. પણ ભક્તિમાર્ગવાળાઓએ કહ્યું છે, કે ભક્તિમાર્ગ એ ઉત્તમ માર્ગ છે, અને જ્ઞાન અને કર્મ તો માણસને ભક્તિરૂપી મહાન કામને માટે તૈયાર કરે છે. ત્યારે શ્રી બુદ્ધ અને બીજાઓએ ભાર દઇ દઇને કહ્યું છે, કે શુદ્ધ અને નીતિમાન કર્મ એટલું બધું અગત્યનું છે, કે બીજું બધું એમાંથી પેદા થાય છે.

ખરી વાત તો એ છે, કે કુદરતી રીતેજ તેમને એમ લાગ્યું, કે વિસારે ન મૂકાય એવું કંઇક કંઇક આ ત્રણે માર્ગમાં છે. બુદ્ધિ, લાગણી

અને ઇચ્છા એ આપણા વ્યક્તિત્વનાં અંગો છે. જેઓનું મન કે બુદ્ધિ બળવાન છે, તેઓને **જ્ઞાનમાર્ગ** ગમશે; જેઓની લાગણી બળવાન છે તેઓને **ભક્તિમાર્ગ** ગમશે; ત્યારે જેઓ ઇચ્છે તે કરી શકે એવા હોય તેઓ તો **કર્મમાર્ગ**જ લેવડાવવા મથશે. પણ જ્યાં સુધી માણસ આ ત્રણે બાબતે બળવાન નથી ત્યાં સુધી તેનું વ્યક્તિત્વ બળવાન નથી. જે માણસનું મન બળવાન છે, પણ જેની લાગણી અને ઇચ્છા બળવાન નથી તે માણસ નબળો છે. જે માણસની લાગણીઓ બળવાન છે, પણ જેનું મન અને ઇચ્છા બળવાન નથી તે માણસ નબળો છે. ધારે તે કરનાર માણસ જો કે કામ કરવામાં બળવાન હોય, પણ મન અને લાગણી બાબતે નબળો હોય, તો તે પણ તેવીજ રીતે અસ્થિર અને નબળો છે. માણસ આ ત્રણે બાબતે બળવાન હોય તોજ તે ખરેખરો બળવાન ગણાય.

તારણના માર્ગ વિષે પણ એમજ સમજવું. જો આપણે એક માર્ગ પકડીએ અને બીજા તરફ ઓછું ધ્યાન આપીએ તો આત્મિક રીતે આપણે નબળા રહીશું, અને આખા વ્યક્તિત્વનો મોક્ષ થશે નહિ. બીજા બે માર્ગો આ ત્રીજા માર્ગમાં આવી જશે એમ કહેવું બસ નથી. **આપણે તો એ ત્રણે માર્ગો એક સાથે પકડવાની જરૂર છે;** કારણ કે માણસ કેવળ મન નથી, કેવળ લાગણી નથી, કેવળ ઇચ્છા નથી—તે તો એ ત્રણે છે. એ કારણથી તારણનો જે માર્ગ સંપૂર્ણ કહેવાય તે તો એવો હોવો જોઇએ, કે જે એક માર્ગમાં આ ત્રણે માર્ગો આવી જાય, એટલે તે **ત્રિએક માર્ગ** હોવો જોઇએ.

ઘણાં વરસો ઉપર એશીઆ ખંડમાં એક પુરુષ ઉભા થયા; તેમને આ મુશ્કેલીનો પૂરો ખ્યાલ હતો, અને તેમાંથી કેવી રીતે નીકળવું તે તેમણે આપણને બતાવ્યું છે. તેમણે આગ્રહથી કહ્યું, કે માણસોએ ઇશ્વર વિષેનું જ્ઞાન મેળવવુંજ જોઇએ; તેથી તેમણે કહ્યું, કે તમારે બાપને ઓળખવો જોઇએ કેમકે એજ ઉત્તમમાં ઉત્તમ **જ્ઞાન** છે; પણ તે સાથે માણસો એકબીજા પર અને ઇશ્વર ઉપર કેવી રીતે પ્રેમ કરી શકે તે પણ તેમણે બતાવ્યું, અને એ તો ઉત્તમમાં ઉત્તમ **ભક્તિ** છે; વળી તેમણે તેઓને એમ પણ બતાવી આપ્યું, કે ઇશ્વર વિષેનું જ્ઞાન અને ઇશ્વર પ્રત્યેની તમારી ભક્તિ જો દયા અને ઉદારતાના કામરૂપે (એટલે **કર્મ**દ્વારા) વહેવારમાં ન ઉતરે તો તે

નિષ્ફળ છે, ખોટું છે. તેમનું કહેવું આ પ્રમાણે હતું: "ઈશ્વર ઉપર પૂરા મનથી (જ્ઞાનમાર્ગ), પૂરા અંતઃકરણથી (ભક્તિમાર્ગ), અને પૂરા બળથી (કર્મમાર્ગ), પ્રેમ કરવો એ માણસનો ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે." પ્રેમ એ સર્વનું મૂળ છે, અને તે જ્ઞાન મારફતે, ભક્તિ મારફતે, અને કર્મ મારફતે બહાર પડે છે.

પણ જેઓ તેમની આજુબાજુ ઉભા હતા તેઓ જરા ગુંચવણમાં પડયા. તેઓ કહેવા લાગ્યા, કે આ વાત લાગે છે તો બહુ સારી, પણ પૂરા મનથી, પૂરા અંતઃકરણથી ને પૂરા બળથી ઇશ્વર પર પ્રેમ કરી શકાય એટલા દરજ્જા સુધી ઇશ્વરને કેમ કરી ઓળખી શકાય? અમે તો એને જોયો નથી; તે ગુપ્તમાં રહે છે; અમે તેને જાણતા નથી: "અમને ઇશ્વર એટલે બાપ દેખાડો એટલે અમારે બસ છે." પછી આ શાંત અને પવિત્ર ગુરૂએ તેમની તરફ ફરીને ધીમેથી કહ્યું, "જેણે મને દીઠો છે તેણે બાપને દીઠો છે." ત્યારે તેઓ અચરત પામીને એકેક તરફ જોવા લાગ્યા, અને માંહોમાંહે કહેવા લાગ્યા, કે શું ઇશ્વર આવો છે? જેમ આપણા ગુરૂજી આપણા પર પ્રેમ કરે છે, તેમ ઇશ્વર માણસો પર પ્રેમ કરે છે શું? આ ગુરૂ ગરીબ તથા હલકી જાતના લોકની ચિંતા કરે છે, અને તેમને આગ્રહથી પણ નમ્રતાથી આવકાર આપે છે, તેમ ઇશ્વર કરે છે શું? અને જુઓ આ માંદાંઓ: તેમને માટે ગુરૂને જેટલી ચિંતા છે, તેટલી ઇશ્વરને છે? કેમકે જુઓ, અશુદ્ધ પતીઆ લોકના માથા પર તે પોતાના હાથ મૂકીને તેમને સાજા કરે છે; આંધળાની આંખો પર તે આંગળી મૂકે છે, અને જુઓ, તેઓ દેખતા થાય છે; અને કોઇ તેમની પાસે મદદ માગે તો તેઓ કદી ના પાડતા નથી. ઇશ્વરને જે ચિંતા છે, તે આવી હશે શું? અને આપણા ગુરૂની માફક ઇશ્વર પણ નમ્ર હશે શું? કેમકે શું તેમણે આપણા પગ પણ ધોયા નથી શું? અને આપણને એમ પણ કહ્યું નથી શું, કે જે નમ્ર થાય અને જે સર્વનો સેવક હોય તેજ સર્વથી મોટો છે? તો શું ઇશ્વર આપણ સર્વનો નમ્ર અને મોટો સેવક છે? શું ઇશ્વર પણ આપણા ગુરૂની માફક નાનાં છોકરાંની ચિંતા રાખે છે? અને જેમ આપણા ગુરૂજી પવિત્ર અને માયાળુ છે, તેમ ઇશ્વર પણ પવિત્ર અને માયાળુ હશે શું? જ્યારે આપણને આપણા ગુરૂનું સ્મરણ થાય છે, ત્યારે પ્રેમનું—ઉભરાતા, તારણસાધક પ્રેમનું—સ્મરણ

થયા વિના રહેતું નથી. તો શું ઇશ્વર વિષે પણ આપણે એવોજ વિચાર કરી શકીએ? જેમ આપણા ગુરૂ પ્રેમરૂપ છે, તેમ ઇશ્વર પ્રેમરૂપ છે શું ?

આ બધી વાતો તેમને બહુ સારી પણ અશક્ય લાગી. તેઓ તો અત્યાર સુધી ઇશ્વરથી બીતા હતા, કેમકે તે ભયંકર છે, એવું તેમને શિખવવામાં આવ્યું નહોતું શું ? એટલે ભુંડાઇની વિરૂદ્ધ જેનો કોપ ભયંકર હતો એવો? ગુરૂજી પણ ભુંડાઇનો ધિક્કાર કરતા, અને તેમની સંગતમાં રહેવાથી કંઇક એવું બની જતું કે ભુંડાઇ પ્રત્યેનો પ્રેમ માણસમાંથી નાબુદ થતો, અને ગુરૂની માફક તેઓમાં પણ ભુંડાઇ તરફ દૃઢ અને પ્રેમમય ધિક્કાર પેદા થતો. અને માણસોનાં પાપ તથા ક્રૂરતાના દુ:ખથી તેમના હૃદયને જે આઘાત પહોંચતો તેને લીધે તેમણે શું એમ નહોતું કહ્યું, કે તમે ભુંડાઇથી ફરો અને તારણ પામો માટે હું પ્રાણનું અર્પણ કરનાર છું! ભુંડાઇ ઉપરનો ઇશ્વરનો ધિક્કાર પણ એવોજ પ્રેમમય હતો શું ? તારણ પમાડવા ઇશ્વર પણ આટલો આતુર છે શું ?

આવા ગુંચવાડામાં જ્યારે આનંદનાં કિરણો તેમના મનમાં ફુટતાં હતાં, તેવામાં તેમની તરફ ફરીને ગુરૂજીએ કહ્યું, "હું અને બાપ એક છીએ." જે સત્ય વાત હતી તે આખરે હવે તેમને પૂરેપૂરી રીતે જાહેર કરવામાં આવી હતી: ગુરૂજી એજ બાપ હતા, અને તે મનુષ્યદેહ અને મનુષ્યજીવન ધારણ કરીને તેમની સાથે ભળતા હતા. માનવી હોઠથી તે તેમની સાથે વાત કરતા હતા, અને વાહ! તે કેવા ખુબીદાર શબ્દો હતા! દિલાસા, સાજાપણા અને પ્રકાશથી તે શબ્દો કેવા ભરપૂર હતા! માનવી હાથોથી તે તેમને અડકતા, અને તેમના અડકતાંની સાથે લુલાં, લંગડાંઓ ચાલવા લાગતાં, અને મરેલાં ઉઠતાં. માનવી હૃદયથી તે તેમના ઉપર પ્રેમ કરતા હતા, અને જુઓ, જે લોકો તેમની આજુબાજુ વીંટળાએલા હતા, તેઓ તે પ્રેમને લીધે પોતાના ભુંડા માર્ગો ભૂલી જવા લાગ્યા, પોતાની અશુદ્ધતા પર તેમને ધિક્કાર પેદા થયો, અને પોતાનો સ્વાર્થ છોડીને એક સ્વતંત્ર અને બહોળા જીવનમાં તેઓ વિચરવા લાગ્યા. તેઓશ્રીએ એક દિવસ તેમને કહ્યું, કે "તમને જીવન મળે અને તે પુષ્કળ [પ્રમાણમાં] મળે માટે હું આવ્યો છું." અને એ કહેવામાં ગુરૂજીનો શો ભાવાર્થ હતો તે તેઓ હવે પોતાના અનુભવથી સમજ્યા, કે અશક્ત મનોબળને ટેકવી રાખવા માટે

ગુરૂજીમાં જીવન છે, હૃદયભંગિતોને માટે જીવન છે, અને અંધારાથી છવાઇ ગએલા મન તથા આત્માને માટે જીવન છે. હવે તેઓ મુક્ત થયા હતા.

આ લોકોએ તેમને ચરણે નમીને તેમને પોતાના જીવનના પ્રભુ તથા ગુરૂ બનાવ્યા એમાં કંઇ નવાઇ જેવું નથી. ઇશ્વરની ખુદ પ્રતિમા તેમનામાં જોતાં હવે તેઓને કંઇ મુશ્કેલ પડયું નહિ. હવે તેઓને માલમ પડયું, કે સદ્‌ગુણોમાં ઇશ્વર અમારા જેવો છે. અને જો તે એવો હોય તો તેઓ એ કરતાં સારૂં બીજું કશું માગતા ન હતા; કેમકે એ રીતે તો ઇશ્વર એવો માલમ પડયો, કે તેના પર આધાર રાખી શકાય ને પ્રેમ કરી શકાય. જે મોટા પ્રકટીકરણની તેઓ રાહ જોતા હતા તે હવે તેઓ સાક્ષાત્ જોઇ શકતા હતા.

અને જેને માટે હિંદુસ્તાન સેંકડો વર્ષથી ઝંખના કર્યા કરતું હતું તેજ વાત સાંભળવા માટે હવે તેઓ તૈયાર થયા હતા. તેમણે તેઓને કહ્યું, "**માર્ગ**, તથા **સત્ય** તથા **જીવન**, હું છું." આ કરતાં વધારે અચરતી ભરેલા શબ્દો કદી કોઇ બોલ્યું ન હતું. એ શબ્દો વડે તેમણે આપણને કહ્યું, કે **તારણના ત્રણે માર્ગો જે એકમાં સમાઇ જાય છે તે હું છું.** હું **માર્ગ**—કામ કરવાની, ચાલવાની પદ્ધતિ (**કર્મમાર્ગ**) છું; હું **સત્ય**—જ્ઞાન અથવા પ્રકાશ પામવાની રીત (**જ્ઞાનમાર્ગ**) છું; હું **જીવન**—આગ્રહ બળ, પ્રેમની પદ્ધતિ (**ભક્તિમાર્ગ**) છું. ત્રણે માર્ગોનું એક સ્વરૂપ તે પોતે હતા. આખરે એ ત્રણે માર્ગ આ એક વ્યક્તિમાં આવી મળ્યા, અને ત્યારથી મોક્ષનો ત્રિએક માર્ગ લોકને એમનામાંથી જડવા લાગ્યો.

બેશક હિંદુસ્તાનના તત્વજ્ઞાનીઓને લાગતું તો હતુંજ, કે **માર્ગ** કોઇ **વ્યક્તિમાંજ** હોવો જોઇએ: **જીવનમાંથી જીવન** પ્રગટી શકે, આપણને **પોતા તરફ** ખેંચવાનું કામ તો **ઇશ્વર પોતેજ** કરી શકે. માત્ર શિક્ષણથી આપણને રસ્તો જડે નહિ; માત્ર નિયમોથી જ્ઞાનપ્રકાશ આપણને થાય નહિ; માત્ર સંસ્કારોથી આપણાં બંધનો તૂટે નહિ; આત્માને સચેત કરવો હોય તો આત્મા હોવોજ જોઇએ; હું જીવું છું એમ કહેવું હોય

તો "હું" હોવુંજ જોઇએ; જો વ્યક્તિની ઉન્નતિ કરવી હોય તો વ્યક્તિ હોવીજ જોઇએ. ત્યારે ગુરૂ તો આ "હું"—આત્મા, વ્યક્તિ, નિષ્કલંક અવતાર—હતા.

તે પોતે માર્ગ છે. પોતા વિષે તેમણે કહ્યું, "નાશ કરવા નહિ, પણ સંપૂર્ણ કરવા હું આવ્યો છું." ઇશ્વરને શોધવાના જે જે માર્ગો પર થઇને હિંદમાતાના પુત્રો ગયા છે, તે માર્ગોનો નાશ કરવા તે આવ્યા નહિ. તે નાશ કરતા નથી, પણ આ **ત્રણ મોટા માર્ગોને પોતામાં** સંપૂર્ણ કરે છે. તેથી ગુરૂજી અહીં હિંદુસ્તાનમાં વાત કરતાં આપણને કહે છે, કે "**જ્ઞાનમાર્ગ હું છું, ભક્તિમાર્ગ હું છું, કર્મમાર્ગ હું છું.**" ત્યારે આખરે આપણી આંખો ઉઘડી છે. અને **ત્રિએક માર્ગ** ખુલ્લો થયો છે, તે માટે આપણે આનંદથી પરમાત્માનો ઉપકાર ન માનીએ શું?

ગુરૂ જીવતા છે, હાજરાહજુર છે; અને જ્યારે તેમને માટે આપણાં હૃદયો ઉઘાડીએ છીએ, અને આપણા જીવન પર તેમને અધિકાર સોંપીએ છીએ, ત્યારે તેઓશ્રીની હાજરીને લીધે આપણને આપણા પોતામાં પણ આ ત્રણ માર્ગ દેખાય છે.

ત્રણ જુદા જુદા દેશનાં ત્રણ જુદાં જુદાં માણસોને માર્ગ જડયો હતો, તેમના વિષે હવે હું તમને કહીશ:

ચીન દેશમાં ડૉ. ચાંગ પોલિંગ નામે એક મહાન કેળવણીકાર છે. તે મોટા દેશભક્ત છે; પણ ધીમે ધીમે તેના મન તથા આત્મા ઉપર નિરાશાનું વાદળ બંધાવા લાગ્યું. મારો દેશ પોતાનાજ પાપને લીધે નાશના ખાડામાં ઉતરતો જાય છે એ જ્યારે એણે જોયું, ત્યારે તે જાણે કચરાઇ જતો હોય એવું દુઃખ તેને થયું. કન્ફ્યુશ્યસનો તે શિષ્ય હતો, પણ કન્ફ્યુશ્યસે માત્ર માર્ગ વિષે શિક્ષણ આપ્યું હતું. અને કહ્યું હતું, કે હું માર્ગ નથી, અને મને પોતાને તે માર્ગ જડયો પણ નથી. હવે કાંઇ જાતની આશા રહી હતી નહિ. માટે ડૉ. ચાંગે પોતાના કેટલાક મિત્રોને ભેગા કર્યા અને તેમને ભલામણ કરી, કે ચાલો, આપણે ફાંસી ખાવાનો કરાર કરીએ; એટલે આપણે ફાંસી ખાઇએ, અને આપણા દેશને માટે અમને કંઇ આશા ન રહી માટે અમે આમ ફાંસી ખાધી છે, એવો એક શિલાલેખ આપણી

પાછળ મૂકી જઇએ. તેને લાગ્યું કે આમ કરવાથી લોકો એકાએક ચમકશે અને કંઇક કરવા લાગી જશે. આ તો એક નિરાશાનો કરાર હતો. પણ ડો. ચાંગના ફાંસી ખાવા પહેલાં જે ગુરૂ વિષે હું અહીં તમારી આગળ વાત મૂકી રહ્યો છું તેમનું જીવનચરિત્ર કોઇ મિત્રની મારફતે તેના હાથમાં આવ્યું. તે લઇને તે વાંચવા લાગ્યો, અને વાંચતો ગયો તેમ આશ્ચર્યમાં ડુબતો ગયો. તે મનમાં કહેવા લાગ્યો, કે આ માત્ર શિક્ષણ નથી, પણ તે સાથે પરાક્રમ પણ છે. ગુરૂના પ્રેમને પેસવા દેવા માટે તેણે પોતાના હૃદયનું બારણું ખોલી નાખ્યું, અને તે તેમનો ચેલો બન્યો. પ્રકાશનો પ્રવાહ તેના અંધરાએલા મનમાં દાખલ થયો. તેણે જોયું કે મારે માટે તથા મારા દેશને માટે નીકળવાનો આ માર્ગ છે. સ્વર્ગી જ્ઞાન તેને મળ્યું હતું. આજે તે ચીનનો મોટામાં મોટો કેળવણીકાર છે; તેના હાથમાં એક મોટું વિશ્વવિદ્યાલય છે; અને ચીનની સેવા કરવા તથા તેને બચાવવાને માટે જુવાન માણસો આ સંસ્થામાંથી નીકળી નીકળીને જાય છે. તેણે પોતાનું માથું ફાંસીએ ન લટકાવ્યું, પણ ગુરૂને ચરણે ઝુકાવ્યું, અને તેને **માર્ગ** એટલે **જ્ઞાનમાર્ગ** જડયો.

જાપાનમાં એક જુવાન માણસ છે. તે જાપાનના મજુર અને ગરીબ વર્ગમાં સૌથી વધારે પ્રેમપાત્ર થએલો છે. કેટલાંક વર્ષો પર અમેરિકાના ઈશ્વરવિદ્યાલયમાં હું તેની નજીક બેસતો હતો, ત્યારે મને સ્વપ્ન સરખુંએ નહોતું આવતું, કે જાપાનની ઉન્નતિમાં આ માણસ આવો મોટો ભાગ ભજવશે. જ્યારે તે પોતાના દેશમાં પાછો આવ્યો, ત્યારે ડાક્ટરોએ તેને કહ્યું, તને ક્ષય રોગ લાગુ પડેલો છે, અને તું પૂરૂં એક વર્ષ પણ જીવવાનો નથી. તે બોલ્યો, "જો હું એકજ વર્ષ જીવવાનો હોઉં, ત્યારે તેટલું જીવન તો હું ગરીબ લોક મધ્યે ગાળીશ." તે કોબે શહેરના સૌથી ખરાબ ભાગમાં જઇને એક નાની કોટડીમાં રહેવા લાગ્યો. પોતાની પાસે જે હતું તે બધું તેણે ગરીબોને આપી દીધું; તે તેમના ઉપર પ્રેમ કરવા તથા તેમને મદદ કરવા લાગ્યો. જાપાનના મજુરોમાં હાલમાં તે મોટો આગેવાન છે. તેના જીવનચરિત્રની ૨૦૦ આવૃત્તિઓ થઇ છે, અને ૨૦,૦૦,૦૦૦ લોકોએ તે વાંચ્યું છે. જાપાનના ગરીબોના ગાંધીજી એ છે. જોકે તેનું શરીર નાજુક છે, પણ સેવા કરવાનું બળ તેને મળ્યું છે. તેને એ કેવી રીતે મ-

તેણે આ ગુરૂના હાથમાં પોતાને સોંપી દીધો, અને ગુરૂએ તેને સેવા કરવાનું બળ આપ્યું, એટલે તેને માર્ગ અથવા કર્મમાર્ગ જડયો.

પશ્ચિમ હિંદુસ્તાનમાં પંડિતા રમાબાઇ નામે એક વિદ્વાન સ્ત્રી થઇ ગઇ છે. શાસ્ત્રો અને હિંદુસ્તાનની ધાર્મિક દંતકથાઓ તે બાઇ સારી રીતે જાણતી હતી. હિંદુસ્તાનમાંની પોતાની બ્હેનોની વધારે સારી સેવા પોતે કરી શકે માટે જે શીખી શકાય તે શીખવા માટે તે સ્ત્રી વિલાયત ગઇ. તે જે શોધતી હતી તે તેને એક અણધારી જગાએ મળ્યું. એક દિવસ તે શહેરની ગંદી ગલીઓમાં જઇ ચઢી, ત્યાં પુરુષો અને સ્ત્રીઓ પોતાના આત્મા અને શરીરો વેચતાં હતાં, અને તેમને બદચાલરૂપી આગમાં બાળતાં હતાં. ત્યાં તેઓ મધ્યે આનંદી, તેજસ્વી ચહેરાવાળી કેટલીક સ્ત્રીઓને કામ કરતી જોઇ. તેઓ આ ભ્રષ્ટ સ્ત્રીઓને બચાવતી હતી, અને આ શરમ ભરેલું જીવન છોડી દઇને નવું જીવન શરૂ કરવા તેમને મદદ કરતી હતી. તેણે પૂછયું, "પોતાની બ્હેનોને બચાવનાર, મન હરણ કરી લે એવા પ્રેમથી મહાન કામ કરનાર, આ કોણ છે?" તેને જવાબ મળ્યો, કે એજ સ્ત્રીઓ એક વાર પોતે ભ્રષ્ટ હતી, પણ તેમને નવું જીવન મળ્યું. અને હવે પોતાની ભ્રષ્ટ બ્હેનોને બચાવવા માટે તે પાછી આ ગંદી ગલીઓમાં આવી છે. પવિત્રતાનું પવિત્ર તેજ તેમના મ્હોં પર ફરકી રહ્યું હતું. તે પોતાના મનમાં પૂછવા લાગી, "ભ્રષ્ટ સ્ત્રીઓ પણ બીજી સ્ત્રીઓને બચાવનારી બનાવે છે, એવી આ કઇ અજાયબ જેવી આત્મિક શક્તિ છે! ઉપર વર્ણવેલા ગુરૂજીએ એ કામ કર્યું હતું. આ ગુરૂમાંજ તેમને એ માર્ગ જડયો હતો. પંડિતા રમાબાઇએ ગુરૂને પોતાના જીવન ઉપર અધિકાર સોંપ્યો, અને ત્યારે તો હિંદુસ્તાનમાં થઇ ગએલી થોડીક ઉત્તમ વ્યક્તિઓના જેવું ઉત્તમ જીવન તે ગાળી શકી. તેણે કેળગાંવમાં વિધવાઓ અને અનાથોને માટે એક આશ્રમ સ્થાપ્યો. ૧૯૨૨ની સાલમાં તે બાઇ ગુજરી ગઇ તે પહેલાંના બધા વખત દરમીઆન હમેશ આ સંસ્થામાં વિધવાઓ અને અનાથો મળીને બે હજાર જણ આશ્રય લેતાં આવ્યાં છે. તેમાંની ઘણી સ્ત્રીઓને તો શરમ ભરેલા જીવનમાંથી ખેંચી કાઢેલી હતી. ઇશ્વરના પ્રેમથી ઝળહળતી આ પંડિતાએ તેમની સંભાળ કરી, તેમને ખવડાવ્યું, વસ્ત્રો પૂરાં પાડ્યાં, ને એ બધાં ઉપરાંત તેમના પર સાચો પ્રેમ

રાખ્યો. એને એવી કઇ આત્મિક શક્તિ પ્રાપ્ત થઇ હતી, કે જેથી તે આવી ઝળહળતી રહી હતી! તેને આ ગુરૂ પ્રાપ્ત થયા હતા, અને ગુરૂજ તેના હકમાં માર્ગ એટલે ભક્તિમાર્ગ થયા હતા.

તો અત્યારે પણ આ ગુરૂ આપણી મધ્યે માર્ગસ્વરૂપે હાજર છે. જ્યારે આપણે આપણા જીવનમાં તેમનો સ્વીકાર કરીએ છીએ, ત્યારે આપણને માલમ પડે છે, કે આપણામાં અંદર અને બહાર રૂપાંતર થઇ જાય છે; આપણને આપણા મનમાં પ્રકાશ અને અંતરમાં ઇશ્વરનું જ્ઞાન (જ્ઞાનમાર્ગ) માલમ પડે છે, આપણને ઇશ્વર પ્રત્યે નવો પ્રેમ અને બીજાંઓ પ્રત્યે **નવો પ્રેમ** (ભક્તિમાર્ગ) માલમ પડે છે; અને આટલું થયા પછી તો આપણામાંથી રૂડાં કામો, માયાળુપણું, અને સેવાનો પ્રવાહ વહી નીકળશે, કારણ કે આપણને એનો ઝરોજ (કર્મ-માર્ગ) જડયો છે. મોક્ષ દૃષ્ટિએ પડે છે, અને જીવનમુક્તિ સિદ્ધ થઇ છે.

**નોંધ**:—ગુરૂનું નામ એ કારણોથી મેં આપ્યું નથી! જો કોઇ અધર્મી કાળજી વગરના ભ્રષ્ટ માણસના હાથમાં આ ચોપાનીયું પડે, તો તે કદાચ મારા પવિત્ર ગુરૂના નામનું અપમાન કરે. ગુરૂજીએ પોતે પણ કહ્યું હતું, "સુવરોની આગળ તમારાં મોતી ન ફેંકો," તેથીજ એવા માણસથી હું એ નામ છુપાવું છું. પણ જે માણસ આતુરતાથી માર્ગની શોધ કરતો હોય, જે ખરેખર પોતાનાં પાપ ઉપર વિજય મેળવી ઇશ્વરને જાણવા ચાહતો હોય, જે જીવનમુક્તિ અનુભવવા ચાહતો હોય, એવો જો કોઇ જીજ્ઞાસુ માણસ હોય, તેના હાથમાં આ લેખ પડે, તો તેનાથી હું તે નામ છેક નહિ સંતાડીશ. "નવો કરાર" અથવા સામાન્ય રીતે જેને "સુવાર્તા" કહે છે, તે પુસ્તકની એક નકલ મેળવીને વાંચવાથી તે આ ગુરૂજી વિષે માહિતી મેળવી શકશે. અને આહા! તેમાં શી સુંદર વાત છે! નવો કરાર ક્યાંથી મેળવવો એ જો તમે ન જાણતા હો, તો "સુરત મિશન પ્રેસ" ઉપર કે "મુંબઇની બાઇબલ સોસાઇટી" ઉપર લખો, એટલે ત્યાંથી તમને જુજ કિંમતે તે મળી શકશે.

---

**Printed and Published by R. S. Dickey, at the Mission Press, Surat, for the Gujarat Tract and Book Society.**
1st Edition, Copies 5,000, 1931.